૨૬-૧-૪૧

# અભિનંદન



આપણા દેશના મહાન નેતા, મહાત્મા ગાંધીજીની ૭૯મી વર્ષ ગાંઠે કમ્યુનિસ્ટ પાર્ટી તેમને હૃદયપૂર્વકની અંજલી આપે છે.

દેશનું ભાવિ જેના પર અવલંબી રહ્યું છે એવા આજના સૌથી સળગતા પ્રશ્નો પર રાષ્ટ્રના પિતામહ તેમની વયોવૃદ્ધ અવસ્થાએ પણ હિંદના આત્માને ઢંઢોળી જાગૃત કરી રહ્યા છે.

પહેલું, ગાંધીજીએ હિંદુ લઘુમતિના રક્ષણ માટે નોઆખલીમાં, અને મુસ્લિમ લઘુમતિના રક્ષણ માટે કલકત્તા અને દિલ્હીમાં, ખુદ જાતે કોમી આગની વચ્ચે ઝંપલાવી અજોડ દાખલો બેસાડ્યો છે. આ રીતે તેમણે પોતાના વ્યક્તિત્વથી, લઘુમતિ કોમમાં વિશ્વાસ અને હિંમત પ્રેરવાનો, બહુમતિ કોમને ધિક્કારની જ્વાળાઓ પ્રસરાવનાર પ્રત્યાઘાતી કોમીવાદીઓના હાથમાં રમી જવા માટે શરમમાં ગરકાવ કરવાનો અને સમસ્ત આમ પ્રજામાં પ્રેમ અને ભ્રાતૃભાવની ભાવના ફરીથી જગાવવાનો સુંદર રાહ દાખવ્યો છે.

બીજું, એક શાણા અને પીઢ નેતાની દીર્ઘદૃષ્ટિથી આપણા દેશબાંધવોને સમયસરની ચેતવણીનો સૂર પોકારી તેમણે જાહેર કર્યું છે: હિંદવાસીઓ, ચેતો, આવી આપસની ખૂનરેજીથી આપણી આઝાદી નહિવત થઈ જશે અને અંતે આપણા દેશને પરદેશી શાહીવાદીઓની દરમ્યાનગીરીમાં જ ઘસડી જશે.

ત્રીજું, હિંદી રાષ્ટ્રજીવનના સર્વોત્તમ સંસ્કૃતિના પ્રતિક રૂપ એવા તેમણે, હિંદુસ્તાન અને પાકિસ્તાનની વસ્તીની ફેરબદલીની આત્મઘાતી દરખાસ્ત સામે સૌથી બુલંદ અને ભયજનક ચેતવણી પોકારી છે. કરોડો માનવીને તેમનાં ઘરબારોમાંથી ઉખેડવા એ મૂર્ખામીની સલાહ છે, દેવાળિયાનું રાજકારણ છે. તેમણે ખાસ જણાવ્યું છે કે આથી તો, આ આપણા બે નવાં રાજ્યો વચ્ચે દુશ્મનાવટ પેદા થશે.

ચોથું, આજ આપણા બધાય અગ્રગણ્ય નેતાઓમાં માત્ર ગાંધીજીના હૈયે જ અમર શ્રદ્ધા વસેલી છે કે થોડા વખત માટે ગેરરસ્તે દોરવાયેલી બહુમતિ એમનો શિકાર બનેલી લઘુમતિને જરૂર આવકારશે અને પોતાના અંગની પેઠે જ એનું જતન કરશે; અને ભયગ્રસ્ત બનેલ લઘુમતિ પણ પોતાના ખોરડે સુખેથી પાછી આવીને વસી શકશે.

આજે આપણે બધાયે ગાંધીજીની જેમ આ બધુંય જોવાની, કહેવાની અને અમલમાં મુકવાની ઘણી જરૂર છે. હિંદના પ્રથમ પંક્તિના નેતાઓમાં એક માત્ર ગાંધીજીએ જ નિવેદનો તથા વળતા જવાબોની ઉશ્કેરણીખોર જાળમાં ફસાવવાનો ઈન્કાર કર્યો છે. એક માત્ર તેમણે જ, આપણા રાષ્ટ્રની કારમી કટોકટીને પીછાની છે, એટલું જ નહિ પણ

એમણે તો કહ્યું છે કે આ મહાભીષણ કટોકટી માત્ર વહીવટી દોરી સંચારથી નીવારી શકાશે નહિ; તેના નિવારણ માટે તો આપણે આપણી મહાન પ્રજાની ઉદ્દાત ભાવનાને જાગૃત કરવી પડશે, આપણી આઝાદીની ચળવળ પર ફરી વળેલ ભયના વંટોળ સામે લડી લેવા સૌને પ્રેરવા પડશે.

આપણા દેશમાં ઠેર ઠેર આગ ચાંપ્યા બાદ જ બ્રિટિશ શાહીવાદીઓએ આપણા નેતાઓને સત્તા સોંપી છે. પણ આપણી મહાન જનતા આ કોમી આગને ઠારી શકે છે—અને જરૂર ઠારશે જ. એટલું જ નહિ પણ આપણી મહાન પ્રજા કોમી ટોળકીઓને શસ્ત્રો પૂરા પાડતા, ને આપણા રાજતંત્ર પર હજુય પકડ જમાવી બેઠેલ જૂની નામચીન નોકરશાહી તંત્રનો સહારો લેતા બ્રિટિશોના દલાલો—રજવાડાંઓ, જમીનદારો અને કાળાં બજારીયાઓને પણ જરુર ખતમ કરશેજ.

આ અજોડ વિશ્વાસ અને ભાવનાથી કમ્યુનિસ્ટ પાર્ટી ગાંધી જયંતિના ઉત્સવમાં ભાગ લેશે ને ઉજવણી કરશે. આપણા હૈયે અમર રહેલી પંદરમી ઓગસ્ટની એ ગૌરવવંતી એકતાની યાદ સાથે અને આપણા માભોમના નવજુવાન બેટડાઓના લડાયક અને અડગ નિરધાર સાથે આપણે બીજી ઓકટોબરના મહાન દિનને પંદરમી ઓગસ્ટથી વધુ ગૌરવશીલ બનાવીએ.

આ દિને આપણે બધાય બહાર પડીશું. કોંગ્રેસ આગેવાનો તથા કોંગ્રેસી જનતા, રાષ્ટ્રવાદી મુસ્લિમો અને મુસ્લિમ લીગી ભાઈઓ, તમામ સંસ્થાઓ અને ઉદ્દામ પક્ષો, આવો, આપણે સર્વે મળીને મહાન અને જોમવંતુ શાંતિ–આંદોલન જગાવીએ અને એ રીતેજ મહાત્મા ગાંધીજીને રાષ્ટ્રની સાચી અંજલી આપીએ.

આવી શાંતિ–ઝુંબેશ દ્વારા આપણે કરોડો હિંદુ, મુસ્લિમ ને શીખ, છૂત અને અછૂત જનતાને કહી શકીશું કે રમખાણના કોમી દૈત્યને હવે કાયમ માટે મીટાવવામાં આવ્યો છે. હવે બહુમતિના હાડમાંસની જીવંત દિવાલો લઘુમતિનું પુરૂં રક્ષણ કરશે; હવેથી કોઇ રાષ્ટ્ર–વિરોધી કોમી પ્રત્યાઘાતીની ચાલબાજી કદીય આપણા વિકાસને રોકી શકશે નહિ.

આવી ઝુંબેશ દ્વારા સ્થપાયેલ શાંતિ બાદ, આપણે જેની ઘણા વખતથી આતુરતાપૂર્વક રાહ જોતા હતા તે રાષ્ટ્રઘડતરની યોજનાઓ અમલમાં મૂકીશું ને એ રીતે આપણી જનતાને કાયમ માટે અનાજ, કાપડ અને કામની સલામતીની ખાત્રી આપીશું.

આમ, આપણા મહાન રાષ્ટ્રની આ એકતા અને તાકાતથી આપણે આપણા દેશની સંપૂર્ણ અને કાયમી આઝાદી હાંસલ કરીશું એટલું જ નહિ પણ નવી દુનિયાના ભાવિનું ઘડતર કરવામાં ગૌરવવંતો ભાગ ભજવીશું.

—હિંદી કમ્યુનિસ્ટ પાર્ટી

# આર. એસ. એસ.ને ચીમકી

રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘ વિષે મારી સમક્ષ અનેક ફરિયાદો આવી છે. સંઘ સુસંગઠિત અને શિસ્તબદ્ધ સંસ્થા છે. તેની તાકાતનો ઉપયોગ હિંદુસ્તાનના હિત માટે થઇ શકે તેટલો જ અહિત માટે થઇ શકે એ ધ્યાનમાં રાખવું જોઇએ.

હિંદુસ્તાનમાં હિંદુઓ સિવાય બીજા કોઇને સ્થાન નથી એવી ભાવના જો પ્રસરશે તો હિંદુ ધર્મ નાશ પામશે. હિંદુસ્તાનના એક ભાગે દુષ્કૃત્ય કર્યું એટલે શું બીજાએ પણ તેવું જ કરવું ?

પાકિસ્તાન અને હિંદુસ્તાન વચ્ચે યુદ્ધ થવાનું હો તો ભલે થાય. પણ તે કામ સરકારનું છે. ખાનગી વ્યક્તિએ કાયદો હાથમાં લેવો એ ખતરનાક છે. મારી પાસે તમારા વિષે અનેક ફરિયાદ આવી છે. આ આરોપ ખોટો છે એ તમારે તમારા વર્તનથી સિદ્ધ કરી આપવું જોઇએ.

( રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘ સમક્ષ : ૧૬ સપ્ટેંબર ૧૯૪૭ )

# લઘુમતિને નસાડવી એટલે કે સર્વનાશ

હર મુસલમાનને હિંદુસ્તાનમાંથી અથવા તો હર હિંદુ કે શીખને પાકિસ્તાનથી ભગાડવાનું પરિણામ યુધ્ધ અને દેશના સર્વનાશમાં જ આવશે. અને બન્ને સંઘમાં આ આત્મઘાતી નીતિ અપનાવવામાં આવશે તો પાકિસ્તાન અને હિંદુસ્તાન બન્નેમાંથી ઇસ્લામ અને હિંદુ ધર્મનો સદાને માટે લોપ થશે. સારાથી સારૂં પેદા થાય છે ને પ્રેમથી પ્રેમ ઉત્પન્ન થાય છે.

( પ્રાર્થના વખતનું ભાષણ : દિલ્હી, ૨૦ સપ્ટેમ્બર, ૧૯૪૭ )

# મુસલમાનોનું રક્ષણ કરો

દરેક હિંદુ અને શીખે પોતાના દિલમાંથી મુસલમાનોનો ડર મીટાવી દેવો જોઇએ, તેમની સાથે મહેરબાનીભર્યો વર્તાવ કરવો જોઇએ, પાછા ફરી પોતાના પુરાણા ઘરમાં વસવાટ કરવાનું તેમને આમંત્રણ આપવું જોઇએ, અને સાથોસાથ દરેક પ્રકારની મુશીબતમાં તેમનું રક્ષણ કરવું જોઇએ. આપણે આમ કરીશું તો પાકિસ્તાનમાં યે લઘુમતિ સાથે આપણી ઇચ્છા મુજબનો વર્તાવ થશે અને સરહદી તાયફાવાળાઓનો ય હૃદયપલટો થશે.

(પ્રાર્થના વખતનું ભાષણ : દિલ્હી, ૨૦ સપ્ટેમ્બર, ૧૯૪૭)

# મુસલમાનોથી ડરવું ખોટું છે

કેટલાક લોકો મને કહે છે કે હિંદુસ્તાનનો હર મુસલમાન પાકિસ્તાન પ્રત્યે વફાદાર છે હિંદુસ્તાન પ્રત્યે નહિ. આવું માનવું ખોટું છે. એક નહિ પણ અનેક મુસલમાનોએ મારી પાસે આવીને આ તહોમતનું ખંડન કર્યું છે. જે હોય તે, પણ જેઓ બહુમતિમાં છે તેમને લઘુમતિનો કઈ વાતે ડર હોઈ શકે ? આખર તો હિંદુસ્તાનના સાડા ચાર કરોડ મુસ્લિમો સારા યે દેશમાં ખેરવિખેર પડેલા છે. ગામડાંના મુસલમાનો સેવાગ્રામના મુસલમાનો જેવા જ કંગાળ અને ગરીબ છે, તેમને પાકિસ્તાન સાથે કાંઈ લેવા દેવા નથી. તો પછી એમને આપણે શા માટે નસાડી મૂકીએ ?

(પ્રાર્થના વખતનું ભાષણ : દિલ્હી, ૨૦ સપ્ટેમ્બર, ૧૯૪૭)

# બીજાઓને ગુલામ બનાવીને તમે પોતાનો ધર્મ જીવંત નહિ રાખી શકો

અને હિંદુ ભાઈઓ સમજતા હોય કે હિંદુસ્તાનમાં હિંદુઓ સિવાય બીજાઓને માટે જગ્યા નથી અને બીજાઓ—ખાસ કરીને મુસલમાન—અહીં રહેશે તો તેમને હિંદુઓના ગુલામ બનીને રહેવું પડશે તો એ લોકો અવશ્ય હિંદુ ધર્મને મારી નાખશે. એવી જ રીતે જો પાકિસ્તાનના લોકો એમ સમજશે કે પાકિસ્તાનમાં કેવળ મુસલમાનોને રહેવાનો હક્ક છે અને બીજાઓને ત્યાં ગુલામ બનીને રહેવું પડશે તો તેઓ ઇસ્લામને દફનાવી દેશે.

(દિલ્હીમાં રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘને ઉદ્દેશી કરાયેલું ભાષણ: ૧૬ સપ્ટેમ્બર, ૧૯૪૭)

# સરકારી અમલદારો અને પોલિસનું કર્તવ્ય

હરેક સરકારી અમલદાર અને સિપાહીએ એ જાણી લેવું જોઈએ કે પોતાનું કર્તવ્ય બજાવવામાં ન તો તે હિંદુ, મુસલમાન કે શીખ છે. તેઓ હિંદુસ્તાની છે ને તેમણે શપથ લીધા છે કે તેઓ સંકટમાં મૂકાયેલા દરેક આદમીની—ચાહે પછી એ ગમે તે ધર્મનો હોય—મદદ કરશે. આમ કરવાથી તે પોતાનો ધર્મ ગુમાવતો નથી પરંતુ પોતાના ધર્મને એ વધુ પાકો બનાવે છે.

(પ્રાર્થના વખતનું ભાષણ : કલકત્તા, ૨૨મી આગસ્ટ, ૧૯૪૭)

# અપરાધ હિંદુઓ અને મુસલમાનો બન્નેએ કર્યો છે

એ વાત સાચી છે કે હિંદુઓ અને શીખો સાથે પાકિસ્તાનમાં ભૂરો વર્તાવ કરવામાં આવ્યો હતો પરંતુ પૂર્વ પંજાબમાં મુસલમાનો સાથે પણ એવો જ વર્તાવ કરવામાં આવ્યો. અપરાધ એ સોનાના ત્રાજવામાં જોખવાની વસ્તુ નથી. મારી પાસે એવો કોઇ ઉપાય નથી કે જેનાથી બન્ને તરફના લોકોના અપરાધોને જોખી જોઉં. શું એ બસ નથી કે બન્ને તરફના લોકોએ અપરાધ કર્યો હતો ? હવે બંને રાજ્યોએ પોતાના તરફથી થયેલો અપરાધ સાચા દિલે અને પૂરેપૂરો કબૂલ કરે તથા આપસ આપસમાં ફરી મળે.

( કિશનગંજ [દિલ્હી] ની સભામાં ભાષણ: ૧૭ મી સપ્ટેંબર, ૧૯૪૭ )

# દરેક મહોલ્લામાં શાંતિ કમિટી બનાવો

તેમણે ( શાંતિ કમિટીઓએ ) જોવું જોઇએ કે ગરીબ મુસલમાનોને પોત-પોતાની જગ્યાએ ફરી વસાવવામાં આવે. એવી જ રીતે પોતે છોડેલી જગ્યાઓમાં હિંદુઓને ફરી વસાવવાની જરૂર છે. દરેક મહોલ્લામાં સ્થાનિક શાંતિ સમિતિ સ્થાપવામાં આવે અને ઓછામાં ઓછો એક હિંદુ તથા એક મુસલમાન એવો શોધી કાઢવામાં આવે કે જેમનું દિલ સાફ હોય અને જેઓ સાથે મળીને કામ કરી શકે. આ કમિટીઓ પોતપોતાના વિસ્તારોમાં ફરે અને જ્યાં મૈત્રીની ભાવના કમી હોય ત્યાં એ પેદા કરવાની કોશીશ કરે. નિરાશ્રિતોને ફરી વસવાટ કરાવવા તેમણે આ સવાલની ગંભીરતામાં ઉતરવું પડશે. જે નિરાશ્રિતો પોત પોતાને ઘર પાછા ફરી રહ્યા છે તેમને માટે અનાજ, કપડાં અને ઘરની ગોઠવણ કરવાની રહેશે.

આ કામમાં તમામ પક્ષોએ સહકાર આપવો જોઇએ.

(પ્રાર્થના વખતનું ભાષણ : કલકત્તા, ૨૦મી ઓગસ્ટ, ૧૯૪૭)

# બંધૂકના જોરથી હિંદ એક નહિ બને

હિંદુસ્તાનના ટૂકડા બંધૂકના જોરથી થયા છે. બંધૂકના જોરથી એ સંધાવાના નથી. બન્નેનાં દિલ એક થશે ત્યારે જ એ ટૂકડા સંધાશે.

( કાશ્મિર જતાં ટ્રેનમાં: ૩૧ મી જુલાઈ, ૧૯૪૭: હરિજન બંધુમાં )

# પાકિસ્તાનને ખતમ કરવું સ્વરાજ્યને ખતમ કરવા બરાબર છે

આજે પાકિસ્તાન અસ્તિત્વમાં આવ્યું છે તો એ એટલા માટે કે કોંગ્રેસ અને અંગ્રેજોએ એનું અસ્તિત્વ મંજુર કર્યું હતું અને હવે એને મીટાવી દેવાની વાત કરવી એ ગલત છે. પાકિસ્તાનના મુસલમાનોનો એ અધિકાર છે કે તેઓ પોતાના રાજ્યને કાયમ રાખે.

જરા એ પણ વિચારો કે આપણને આઝાદી કેવી રીતે મળી. કોંગ્રેસ એ માટે લડી. અહિંસક સત્યાગ્રહ એ એનું હથિયાર હતું. અંગ્રેજ અહિંસક સત્યાગ્રહ સામે ઝૂકયા અને તેઓ અહીંથી હટી ગયા.

પાકિસ્તાનને જબરદસ્તીથી મીટાવવું એ સ્વરાજ્યને મીટાવવા બરાબર છે.

અગર લોકો આપસમાં લડતા રહેશે તો એ સાબીત થશે કે આપણે આ આઝાદીને બચાવી શકયા નથી. પરંતુ એક રાજ્યે યોગ્ય વર્તાવ કર્યો તો સારી યે દુનિયા એની સાથે હશે અને બીજા રાજ્યને ય એ કરવું પડશે.

(પ્રાર્થના વખતનું ભાષણ : દિલ્હી, ૨૪ સપ્ટેમ્બર, ૧૯૪૭)

# ગુંડાઓ સાથેના સંબંધો ખતમ કરો

હવે તો પાકિસ્તાન અને અખંડ હિંદુસ્તાનના હિમાયતીઓની અંદરો અંદરની લડત ખતમ થઈ છે. હવે તો એ સમય આવ્યો છે કે શાંતિચાહક નાગરિકોએ આગળ પડીને સમાજમાં પોતાની જગ્યા મેળવી લેવી જોઈએ, અને ગુંડાઓ સાથે તેમના સંબંધો ખતમ કરવા જોઈએ. અહિંસક અસહકાર એ જ માત્ર તેનો ઉપાય છે. ભલાઈ તો પોતાના જ બળ ઉપર જીવી શકે છે, પણ બુરાઈ નહિ.

( હરિજન બંધુ: ૧૪ સપ્ટેંબર, ૧૯૪૭ )

# મુસલમાનોને પાછા બોલાવો

હિંદુઓ અને શીખોએ એ મુસલમાનોને પાછા બોલાવવા જોઈએ કે જેમને તેમના ઘરોમાંથી ભગાવવામાં આવ્યા છે. કોઈ પણ દૃષ્ટિએ જોતાં એ જ આજ સાચું પગલું હશે. અને જો તેઓ આ પ્રમાણે કરશે તો નિરાશ્રિતોનો સવાલ ખુબજ આસાન બની જશે. પાકિસ્તાન અને સારીયે દુનિયા હિંદુઓ અને શીખોના આ પગલાંની તારીફ કરશે તથા દિલ્હી અને હિંદ બરબાદી તેમજ બેઈજ્જતીમાંથી બચી જશે.

 ૨૯૪૪૧

કરોડો હિંદુઓ, શીખો અને મુસલમાનોને એક પ્રાંતથી બી મોકલવાની વાત વિચારવી એ ખોટું છે. એથી ઉલટું, જો આપણે અદલાબદલી કરવાનો ઇન્કાર કરી સાચું કદમ ઉઠાવીશું તો એ બુરાઇ દૂ પાકિસ્તાન બનવાથી ઉભી થઇ છે.

(દિલ્હીમ

# બદલો લેવાની ભાવના છોડો

ગુસ્સો કરવાથી કોઈ ફાયદો થવાનો નથી. ગુસ્સાથી બદલો લેવાન ઉત્પન્ન થાય છે. અને બદલો લેવાની આ જ ભાવના અહીંની અને બી ઓની ભયંકર ઘટનાઓ માટે જવાબદાર છે. દિલ્હીની ઘટનાઓનો બદલે પંજાબ અને સરહદ પ્રાંતમાં લેવાથી મુસલમાનોને શું લાભ થવાનો છે? તો પશ્ચિમ પંજાબ અને સરહદ પ્રાંતમાં પોતાના ભાઇઓ પર જે જુલ્મો તેનો બદલો બીજી જગાએ લેવાથી હિંદુ અને શીખને પણ શું ફાયદો થવાનો છે? અથવા તો એક માનવી કે એકાદ ટુકડી પાગલ થાય તો શું સૌએ પાગલ થવું?

હું હિંદુઓ અને શીખોને ચેતવણી આપું છું કે, મારામારી કે લૂંટ કરીને અને આગ લગાડવાથી તેઓ પોતાના જ ધર્મનો નાશ કરે છે.

(હરિજન બંધુ: ૨૧ સપ્ટેંબર, ૧૯૪૭)

# જવાહરલાલને માથું ઉંચું કરવાની તક આ

મારી સામે તો એક જ આદર્શ છે. અને દરેકને માટે મારો તો સંદેશ છે કે સૌ બીજાને એ સંદેશો પહોંચાડે કે દિલ્હી નામાનવીઓ થોડા માટે પાગલ થઇ ગયા હતા, પરંતુ હવે તેમનામાં સમજણ આવી છે. ફરી વડા પ્રધાન અને ઉપ વડા પ્રધાનને માથું ઉંચું કરવાની તક આપો. આ શરમ અને દુ:ખથી તેમનું શીર નીચે ઢળી પડ્યું છે. તમને અમૂલ્ય વારસો છે. એ પર જ બધાનો આધાર છે એ યાદ રાખવું જરૂરી છે. એને સા તેની બરદાસ્ત કરવી એ તમારી ફરજ છે.

(પ્રાર્થના વખતનું ભાષણ, 'હરિજન બંધુ' ૨૧ મી સપ્ટે

એમ. બી. રાવે, ધી "ન્યુ એજ" પ્રિન્ટીંગ પ્રેસ, ૧૯૦ બી, ખેતવાડી મેઇન રો મુંબઇ ૪ થી છાપી, લોક પ્રકાશન ગૃહ, રાજભુવન, સેન્ડહર્સ્ટ રોડથી પ્રસિદ્ધ કર્યું.

કિંમત ૧ આનો